# ચાલણગાડી

## મોટી



# ચાલણગાડી

## મોટી

ગિજુભાઈ

## પગલું ૧લું

---

કાગડો કાકા કરે છે.

કોયલ કુઉ કુઉ કરે છે.

પોપટ પઢે છે.

ચકલી ચકચક કરે છે.

કબુતર ઘૂ ઘૂ કરે છે.

કાબર કલબલ કલબલ કરે છે.

લલેડું લલલલ કરે છે.

ટીટોડી ટીટી ટીટી કરે છે.
બપૈયો પિયુ પિયુ બોલે છે.
મોર મેઆઓ મેઆઓ
કરે છે.
દેડકું ડરાઉં ડરાઉં કરે છે.
હોલું ઘુઘુઘુ કરે છે.
ઉંદર ચું ચું કરે છે.
બિલાડી મિંયાઉ મિંયાઉ
કરે છે.
ઊંટ ગાંગરે છે.
કુતરો ભસે છે.
ગાય ભાંભરે છે.

ભેંસ રણુકે છે.

ગધેડું ભૂંકે છે.

ઘોડો હણહણે છે.

બકરી બેં બેં કરે છે.

માખી બણબણે છે.

મચ્છર ગણગણે છે.

ભમરો ગૂંઉં કરે છે.

સાપ ફુંફાડો મારે છે.

સિંહ ગરજે છે.

આગગાડી છુકછુક કરે છે.

## પગલું રજું

હું એક પક્ષી છું.
મારે બે પાંખ છે.
મારે બે પગ છે.
મારે એક ચાંચ છે.
તે ચાંચ લાંબી છે.
તે કાળી પણ છે.
મારો રંગ કાળો છે.

હું માળામાં રહું છું.
હું ઝાડ ઉપર બેસું છું.

હું વાદળમાં ઉડું છું.
હું જમીન ઉપર ચાલું છું.
મને ન્હાવું બહુ ગમે છે.
હું સાફ રહું છું.
હું ઝીણાં જીવડાં ખાઉં છું.
મને લોકો પાકો કહે છે.
મારો રાગ કોઇને
ગમતો નથી.
હું કાકાને બોલાવું છું.

કહો ભાઇ,
મારૂં નામ શું હશે ?

## વીસામો રલો

---

દહીં રોટલો

રસ રોટલી

શીરો પુરી

દાળ ભાત

શાક પાંદડું

પાન સોપારી

ફળ ફૂલ

પગલું ૩જું

---

મને કાળી ગાય ગમે છે.
મને કેસરી સિંહ ગમે છે.

મને પોપટની ચાંચ ગમે છે.
મને મોરની કળા ગમે છે.
મને કોયલનો સૂર ગમે છે.
મને ગુલાબનું ફૂલ ગમે છે.
મને આંબાનો મોર ગમે છે.
મને ભૂરું આકાશ ગમે છે.
મને પૂનમનો ચાંદો ગમે છે.
મને ઉગતો સૂરજ ગમે છે.
મને વહેતી નદી ગમે છે.
મને ધોળો રંગ ગમે છે.
મને તુલસીનો છોડ ગમે છે.

મને કાંતવું બહુ ગમે છે.
મને વણવું પણ ગમે છે.
મને આટાપાટાની રમત
ગમે છે.
મને સતાર સાંભળવો ગમે છે.
મને કૂદવું ગમે છે.
મને નાચવું પણ ગમે છે.
મને ગાવું તો બહુ ગમે છે.
મને કામ કરવું ગમે છે.
મને વાળવું ગમે છે.
મને રાંધવું ગમે છે.
મને ભણવું પણ ગમે છે.

મને ખાદીની ટોપી ગમે છે.
બેનને ખાદીની ચોળી
ગમે છે.
મને લીલું લીલું ખેતર
ગમે છે.
મને નાનકડું ઘર ગમે છે.
મને મારી બા ગમે છે.
મને મારા બાપા પણ
ગમે છે.
મને મારી નાની બેન
બહુજ ગમે છે.

વીસામો રમે

---

ગંગા

યમુના

ગોદાવરી

સરસ્વતી

નર્મદા

સિન્ધુ

કાવેરી

પગલું ૪થું

હું રોજ સવારે વહેલો
ઉઠું છું.
ઉઠીને હું માબાપને પગે
લાગું છું.

પછી હું દાતણ કરૂં છું.

દાતણ કરીને ન્હાઉં છું.

ન્હાઇને પૂજા કરૂં છું.

પછી હું દૂધ પીઉં છું.

પછી હું વાંચું છું.

પછી હું લખું છું.

પછી હું બેન સાથે રમું છું.

રમીને હું જમું છું.

પછી હું શાળાએ જાઉં છું.

શાળામાં હું ભણું છું.

ભણીને હું ઘેર આવું છું.

પછી હું કંઇક ખાઉં છું.

પછી હું ગેડીદડે રમું છું.
કોઇવાર મોઇદાંડીએ રમું છું.
પછી હું હાથપગ ધોઉં છું.
પછી હું રામરામ બોલું છું.
પછી હું વાળુ કરૂં છું.
રાતે ભાઇબેન સાથે રમું છું.
પછી હું માની વારતા
સાંભળું છું.
પછી હું સુઇ જાઉં છું.
સવારે હું વહેલો ઉઠું છું.

પગલું પમું

મારી બાનું નામ ગંગા છે.
એ મને મારતી નથી.

મને એ વઢતી પણ નથી.
એ મને રોજ બચી લે છે.
એ મને સારૂં સારૂં
ખવડાવે છે.
મને ગમે તે કામ કરવા
દે છે.
મને ખાદીનાં લુગડાં
આપે છે.
મારી સાથે તે રોજ ગાય છે.
રોજ મને સાંજે સાંજે વારતા
કહે છે.

મારે વાંસે તે રોજ હાથ
ફેરવે છે.
તેને હું રોજ પગે લાગું છું.
હું તેનું બધું કામ કરૂં છું.
હું તેને ગળે વળગી પડું છું.
તેને ગાલે બચી ભરૂં છું.
રોજ તેના ખોળામાં
બેસું છું.
તેને ખુબ દાંત કઢાવું છું.
મારી બા મને બહુ ગમે છે.

## વીસામો ઉજો

મા'બાપ

માતા પિતા

કાકા મામા

ભાઇ બ્હેન

મા દીકરી

બાપ બેટો

ભાઇ ભાભી

રામ લક્ષ્મણ

કૌરવ પાંડવ

## પગલું દહું

---

સાકર ગળી લાગે છે.
બબલીના બોલ મીઠા
    લાગે છે.
મીઠું ખારૂં લાગે છે.
આમલી ખાટી લાગે છે.
કાચી કેરી પણ ખાટી
    લાગે છે.
પાકી કેરી ગળી લાગે છે.
મરચું તીખું લાગે છે.

લીમડો કડવો લાગે છે.
સૂંઠ પણ તીખી લાગે છે.
વજના બોલ તીખા લાગે છે.
મેથી કડવી લાગે છે.
કાંચકું પણ કડવું લાગે છે.
વળી કરીયાતું પણ કડવું
લાગે છે.
પપૈયું મીઠું લાગે છે.
કેળાં ગળ્યાં લાગે છે.
દાડમની છાલ તુરી લાગે છે.
મીઠા વિનાનું શાક મોળું
લાગે છે.

પગલું ૭મું

---

હળદળ પીળી છે.
ગુલાબ ગુલાબી છે.

પાંદડું લીલું છે.
કાચી કેરી લીલી છે.
પાકી કેરી પીળી છે.
કાચાં બોર પીળાં છે.
પાકાં બોર રાતાં છે.
કાગડો કાળો છે.
મેશ કાળી છે.
કોલસો કાળો છે.
વાંદરાનું મોં કાળું છે.
માંકડાનું મોં રાતું છે.
દૂધ ધોળું છે.
ચાંદો ધોળો છે.

રૂ ધોળું છે.
ચાક ધોળો છે.
પોપટની ચાંચ રાતી છે.
ચણોઠી રાતી છે.
ચણીબોર રાતાં છે.
લોહી રાતું છે.
આકાશ ભૂરું છે.
પારેવું ભૂરું છે.
તાંબું રાતું છે.
પીતળ પીળું છે.
સોનું પણ પીળું છે.
રૂપું સફેદ છે.

વિસામો ૪થો

---

પીળું હળદર
કાળું મેશ

ધોળું દૂધ

રાતું ગલ

લીલું છમ

ગળ્યું મધ

ખાટું આમલી

ખારૂં ઉસ

તીખું આગ

કડવું ઝેર

મોળું છાણ

## પગલું ૮મું

આંબે કેરી લટકે છે.
આમલીએ કાતરા આવે છે.
લીમડે લીંબોળી બેસે છે.
વડને ટેટા થાય છે.
બાવળને પરડા થાય છે.
બોરડીને બોર આવે છે.
ગુંદીએ ગુંદાં આવે છે.
કેળ ઉપર કેળાં બેસે છે.
જાંબુડે જાંબુ આવે છે.

પગલું ત્રીજું

---

બા મને નવો રેંટીયો લઈ
દઈશ ?
નાનકડો અપાવજે હોં.
બચુનો રેંટીયો બહુ સારો છે.

એની બાએ એને રંગાવી
દીધો છે.
પણ મને એવો લીલો રંગ
નથી ગમતો.
મને તો રાતો રેંટીયો બહુ
ગમે.
બા, મને રેંટીયાનું ગીત
આવડે છે.
કાંતતાં કાંતતાં હું ગાઇશ.
બા, નવો રેંટીયો ઝટ લઇ
દેજે હોં.

લાકડાની કુકડી ને લોઢાની ચાંચ;
આખો દહાડો ફરે ત્યારે ઈંડાં મુકે પાંચ.

એ શું હશે ?

ભમે ભમે પણ ભમરો નહિ,
ને કોટે જનોઇ પણ બ્રાહ્મણ નહિ.
લોટ ખાય પણ બાવો નહિ,
ને તેલ ચડે પણ હનુમાન નહિ.

એ શું હશે ?

પગલું ૧૦મું

---

ચાલો બેન, આજે આપણે
ગાઈશું ?
હા, ચાલો.
તમે ગીત ગવડાવશો ?
હા, હું ગવડાવીશ.
ગાઓ ત્યારે.
હા, હું ગાઉં ને તમે ઝીલો.

ગીત

મારો છે મોર, મારો છે મોર,
મોતી ચરંતો મારો છે મોર.
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
મોતી ચરંતી મારી છે ઢેલ.
મારો છે મોર, મારો છે મોર,
ડાળોમાં બેસનાર
મારો છે મોર.
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
માળામાં બેસનાર
મારી છે ઢેલ.

મારો છે મોર, મારો છે મોર,
રાજાનો માનીતો
મારો છે મોર.
મારી છે ઢેલ, મારી છે ઢેલ,
રાણીની માનીતી
મારી છે ઢેલ.
બોલે છે મોર, બોલે છે મોર,
સોનાને ટોડલે બોલે છે મોર.
બોલે છે ઢેલ, બોલે છે ઢેલ,
રૂપાને પારણે બોલે છે ઢેલ.

પગલું ૧૧મું

---

મારે બે હાથ ને બે પગ છે.
હાથે ચાર આંગળાં ને એક
અંગુઠો છે.

પગે ચાર આંગળાં ને એક
અંગુઠો છે.
આંગળે આંગળે નખ છે.
અંગુઠે અંગુઠે નખ છે.
મારે બે કાન છે ને બે
આંખો છે.
આંખો ઉપર બે ભમર છે.
ભમર ઉપર કપાળ છે.
મારે બે હોઠ ને બે ગાલ છે.
મારે બે કોણી ને બે ઘુંટણ છે.
મારે બે હથેળી ને બે
પાની છે.

મારે એક માથું ને એક
નાક છે.
મારે માથે વાળ છે.
નાકને બે નસકોરાં છે.
મારે એક મોઢું ને તેમાં
ઘણા દાંત છે.
મોઢામાં એક લાંબી જીભ
પણ છે.
મારે એક દાઢી છે.
મારે એક ડોક ને એક
છાતી છે.
મારે એક પેટ છે.

## પગલું ૧૨મું

---

આંખથી હું જોઉં છું.

નાકથી હું સુંઘું છું.

કાનથી હું સાંભળું છું

દાંતથી હું ચાવું છું.
મોઢાથી હું બોલું છું.
જીભથી હું ચાખું છું.
હાથથી હું ઝાલું છું.
પગથી હું ચાલું છું.

આંખ વિના જોવાય નહિ.
નાક વિના સુંઘાય નહિ.
મોઢા વિના બોલાય નહિ.
જીભ વિના ચખાય નહિ.
હાથ વિના ઝલાય નહિ.
પગ વિના ચલાય નહિ.

વીસામો ૫ મો

---

ઘોડા આડી
એર ઝાંઝર

માકડ ચાંચડ
ગીલી દંડા
ગેડી દડો
સઈ સુતાર
ઘાંચી મોચી
રાજ પાટ
નદી નાળાં
થાળી વાટકો
ખેતર પાદર
ગાડી બાડી
ઘોડો બોડો
બારી ફારી.

## પગલું ૧૩મું

સૂરજ એક છે.
આંખો બે છે.
ત્રિશૂળની અણી ત્રણ છે.
ગાયના આંચળ ચાર છે.
હાથનાં આંગળાં પાંચ છે.
ભમરાના પગ છ છે.
વાર સાત છે.
કરોળીયાના પગ આઠ છે.
નોરતાં નવ છે.
રાવણનાં માથાં દશ છે.

## પગલું ૧૪મું

---

બ્રાહ્મણ વેદ ભણે છે.
રાજા શિકાર ખેલે છે.
કણબી ખેતર ખેડે છે.
વાણીયો વેપાર કરે છે.
ઢેડ ખાદી વણે છે.
ધોબી કપડાં ધુએ છે
સોની સોનું ઘડે છે.

મોચી જોડા શીવે છે.

હજામ હજામત કરે છે.

લુહાર લોઢું ઘડે છે.

દરજી લુગડાં શીવે છે.

સુતાર લાકડું ઘડે છે.

ભરવાડ ઢોર ચારે છે.

પખાલી પાણી લાવે છે.

તંબોળી પાન વેચે છે.

ભોઈ પાલખી ઉપાડે છે.

કુંભાર ઘડા ઘડે છે.

ધોબીડા ધુએ છે,

ખળખળ પાણી જાય છે.

## પગલું ૧૫મું

મારે ઘેર એક બિલાડી છે.
તે કાબરી છે.
તેને ચાર પગ છે.
પગે તીણા નખ છે.
એનું નાક ચીબું છે.
એને ધોળી ધોળી મૂછ
પણ છે.
તેનું શરીર સુંવાળું છે.
તે લપાતી લપાતી ચાલે છે.
તે મિંયાઉ મિંયાઉ બોલે છે.

તે રાજી થાય તો પૂંછડી
પટપટાવે છે.
તે ખીજાય તો ઘુર ઘુર
બોલે છે.
બહુ ચીડાય તો નહોર પણ
મારે છે.
તેને દૂધ ભાવે છે.
પણ તેને ઉંદર તો બહુ જ
ભાવે છે.
તે વાઘની જેમ ચાલે છે.
વાઘ જેવા તેના નખ છે.
તેની ચામડી વાઘ જેવી છે.

વાઘની જેમ તે ખીજાય છે.
વાઘની જેમ તે જીભથી
ચાટે છે.
વાઘને ભાવે તે તેને
ભાવે છે.
વાઘ એ જાણે મોટો બિલાડો.
બિલાડી વાઘની માશી છે.
તેનું એક ગીત છે.
હું તમને ગાઇ બતાવું ?
હા, ગાઇ બતાવોને.
સૌ સાંભળો—

## પગલું ૧૬મું

બીલ્લી વાઘ તણી માશી,
જોઇને ઉંદર જાય નાશી.

ચામડી ઉપર ચટાપટા ને
પુંછડી પટપટ થાય.
ખૂણા વચાળે ખોળી ખોળીને
ઉંદર ખટપટ ખાય.

બીલ્લી વાઘ તણી માશી,
જોઇને ઉંદર જાય નાશી.

પગલું ૧૭મું

---

બા, કુતરાની ચાનકી દે ને.
મારે મોતીયાને નાખવી છે.

આ લે તૂ તૂ, રોટલો રોટલો.
આ લે મોતીયા મોતીયા,
ચાનકી ચાનકી.

બા, જો તો, કેવો પુંછડી
હલાવે છે ?

ભાઇને દાંત કાઢતાં ન
આવડે, એટલે પુંછડી
હલાવે છે.

મોતીયા, ઝીલતાં આવડે છે ?
કડકો ઉડાડું છું. ઝીલી
લેજે હાં.
શાબાશ મોતીયા, શાબાશ.
બીજો કડકો. જોજે ચુકતો
નહિ.
શાબાશ, શાબાશ,
મારા મોતીયા સાવજ,
શાબાશ !

વિસામો દુહો

---

સો આંબા, સો આંબલી,
બસેં બીજાં ઝાડ;
કોર વિનાનું પાંદડું,
રાજા ભોજ કરે વિચાર.

—એ શું ?

## પગલું ૧૮મું

---

હું તમને એક વાત પૂછું?

હા, પૂછો.

તમે ગાય જોઇ છે?

હા, મેં ઘણીયે ગાયો
 જોઇ છે.

તમારે ઘેર ગાય છે?

હા, મારે ઘેર ગોરી
 ગાય છે.

એમ? ત્યારે તમારી ગાયની
વાત તો કરો.

એને એક વાછડી છે.
તે મને બહુ વાલી
લાગે છે.

હું તેની જોડે રમું છું.
વાછડી બહુ ઠેકડા મારે છે.
અમારી ગાય તેને ચાટે છે.
વાહ, તમારી વાછડી મને
બતાવજો.

વારૂ, તમારી ગાયનો રંગ
કેવો છે ?
અમારી ગાયનો રંગ
રાતો છે.
ને તમારી વાછડીનો ?
એ તો ધોળી ધોળી દૂધ
જેવી છે.

તમે કાળી ગાય જોઇ છે ?
હા જી. તમારી ગાય કાળી જ
છે તો.
તમે તેને ઓળખો છો ?

એના કપાળમાં ધોળો ચાંદો
છે એ જોયો છે ?
હા હા, બહુ રૂપાળો
લાગે છે.

વારૂ, તમે ગાયનું દૂધ તો
રોજ પીતા હશો ?
હા, મારી વાટકીમાં
દોવડાવીને પીઉં છું.
તમારી ગાય શીંગડું મારે ખરી?
ના, એ તો બહુ ભલી છે.
હું તો એને ગળે ટીંગાઉં છું.
એ ગાયમાતા કહેવાય હોં.
એની પૂજા કરજો.

કાળી ધોળી રાતી ગાય,
પાણી પીએ ચરવા જાય;
ચાર પગો ને આંચળ ચાર,
વાછરડાં પર હેત અપાર.

પત્તું ૧૯મું

---

બા, આજે મારે નખ
 ઉતરાવવા છે.
કેમ ?
મને ગિજુભાઇએ કીધું છે,
 કે મોટા નખ લઇને
 શાળામાં ન અવાય.

ઠીક, હું હમણાં ઉતારી
 આપું છું.

પણ બા, કાલે મને ધોયેલાં
 કપડાં પહેરાવજે હાં.
અને માથે પણ નવડાવજે.
ગિજુભાઇ કહે છે કે મેલાં
 કપડાં ન પહેરાય.

વાહ, તારા ગિજુભાઇ તો
 ભારે લાગે છે.
લે, અમારા ગિજુભાઇ તો
 બહુ ડાહ્યા છે.
તે કહે છે કે મોંમાં આંગળી
 ન નખાય.

કોઇ લુગડું ચાવે તો પૂછે
છે કે ભુખ લાગી છે ?
અમારા હાથ બગડે તો
અમને ધોવરાવે છે.

તેમણે કહ્યું છે કે ખાઇને
રોજ કોગળા કરવા,
ન્હાઇને રોજ સૂરજને પગે
લાગવું,
રાતે વહેલા સુઇ જવું,
સવારે વહેલા ઉઠવું.
ઓહો, તારા ગિજુભાઇ તો
બહુ સારા.

## વીસામો ઉમો



એક જનાવર અરડ,
એની ચાંચ બોલે ચરડ;
એનું માથું મડદાલ,
એની પુંછડી પંદર હાથ.

—એ શું ?

આટલેક ઝાડવે
શીદીબાઇ હીંચકે.

—એ શું ?

## પગલું ૨૦મું

---

મોર મોર, પીછું દે.
દાણા નાખું, પીછું દે.
દૂધ પાઉં, પીછું દે.
તારું પીછું બહુ ગમે.
મોર ઉડી ગયો.

આવજે મોર,
    પીંછું નહિ લઉં.

દાણા ચણજે,
    પીંછું નહિ લઉં.

દૂધ પીજે,
    પીંછું નહિ લઉં.

મોર ઉડતો આવ્યો,
મોર કુદતો આવ્યો,
મોર નાચતો આવ્યો.
    મોરે કળા કરી.

પગલું ૨૧મું

---

મારે એક બાગ છે.
તેમાં ઘણાં ફૂલ ખીલે છે.

ડોલરનાં ફૂલ ધોળાં થાય છે.
જુઇનાં ફૂલ પણ ધોળાં છે.
કરેણનાં ફૂલ પીળાં થાય છે.
કરેણનાં ફૂલ રાતાં પણ
હોય છે.
ગુલાબનાં ફૂલ ગુલાબી છે.
ચંપાની વાસ સારી
આવે છે.
ચમેલી જુઇની બેન છે.
મોગરાની વાસ મીઠી છે.
બધાંય ફૂલો ઘણાં સુંદર છે.

પણ સૌથી સુંદર તો
ગુલાબ છે.
એની વાસ સૌથી સરસ
આવે છે.
એને હું કદી તોડતો નથી.
છોડ ઉપર જ એ સુંદર
લાગે છે.
હું એને છોડ ઉપરથી
સુંઘું છું.
ફૂલોને તોડીને સુંઘવાં
મને તો ગમે નહિ.

પગલું ૨૨મું

---

તમે કોઇ વાર ગધેડું
જોયું છે ?
હા, મેં ઘણી વાર ગધેડું
જોયું છે.
ક્યાં જોયું છે ?
કુંભારને ઘેર જોયું છે.

કુંભાર ગધેડાં શું કામ
રાખતો હશે ?
તેના ઉપર માટી ભરવા.
માટીને કુંભાર શું કરતો
હશે ?
આપણે માટે તે માટીના
ઘડા ઘડે છે.
આપણે માટે તે માટીનાં
નળીયાં કરે છે.
વળી આપણે માટે તે
માટીની ઇંટા પણ
પાડે છે.

ગધેડું તમને ગમે ખરૂં ?
ના ના, એ તે કોને ગમે ?
કેમ ?
એ હોંચી હોંચી કરીને
ભુંકે છે.
એના કાન લાંબા ટૈડ છે.
મને તો ગધેડું ન ગમે.

તમે ઠીક લાગો છો.
તમારૂં કામ કરીને બીચારૂં
મરી જાય,
પણ તમને તે ગમે નહિ.

વીસામો ૮મો

આવ રે વરસાદ,
ઘેબરીયો પરસાદ,
ઉની ઉની રોટલી ને
કારેલાંનું શાક.
આવ રે વરસાદ,
નેવલે પાણી,
નઠારી છોકરીને
હેડકે તાણી.

---

ગઢ ભીંજાય,
ગઢનાં કાંગરાં ભીંજાય,
હાથી છબ છબ ન્હાય,
ચકલાં તરસ્યાં જાય.
—એ શું?

## પગલું ર૩મું

ચાલો, આજે આપણે રમત
રમીયે.
કઈ રમત રમશું ?
તમને કઈ રમત ગમે છે ?
અમને તો 'ગણુગણુ
બોરાલા'ની રમત
ગમે છે.
મને પણુ એ જ રમત
ગમે છે.

બહુ સારૂં, હવે આપણે
એ જ રમત રમીયે.

હું કાગડો થાઉં ?
ના; બેન તમે નહિ.
હું કાગડો થાઉં? મને
કાગડો થવું બહુ
ગમે છે.
હા, તમે કાગડા થાઓ.

હું ક્યાં સંતાઉં ?
પણે, પેલા ઝાડ પાછળ
સંતાઓ.

સૌ બેસી જાઓ, હવે હું
કાંકરી નાખું છું.
હવે સૌ મારી સાથે
બોલજો—

ગણુ ગણુ બોશલો,
તેલ તેલ પળી;
ઉઠ રે લાલીયા,
ઝુંપડી બળી.

બળતી હોય તો બળવા દેજે,
ઠરતી હોય તો ઠરવા દેજે,
સખે રોટલો ખાવા દેજે,
આવ રે ઝગડા કઢી પીવા.

એ કાગડા, કદી પીવા
　　આવજે.
આવું છું હોં કે.
જોજો છોકરાં, કાંકરી
　　　બતાવશો નહિ.
કાગડો આવે ત્યારે
　　　બધાંય બોલજો —

મારામાં કાંકરી બહુ ખુંચે છે,
મારામાં કાંકરી બહુ ખુંચે છે,
મારામાં કાંકરી બહુ ખુંચે છે.

## પગલું ૨૪મું

---

ઝુલ રે ઝુલ, હાથી ભાઇ ઝુલ,
તારી સુંઢમાં કમળ ફૂલ.
ઝુલરે ઝુલ, હાથીભાઈ ઝુલ.
ઝુલરે ઝુલ, મકનીયા,
તારી સુંઢમાં કમળ ફૂલ.
હાથી ભાઈ ઝુલ,
ઝુલ, મકનીયા ઝુલ.

## પખણું રમ્યું



નાના કાકા, તમારી લાકડી
લઉં ?
શું કરીશ બાપ ?

મારે ઘોડો ઘોડો રમવું છે.

ઠીક ત્યારે લે. પણ રમી
રહે એટલે પાછી મુકી
દેજે, હો.

સારૂં, નાના કાકા.

મોતી બેન, તમારી પાસે
નાડી છે તે દેશો ?

આ ઘોડાની લગામ
કરવી છે.

ઘોડો ઘોડો રમવું લાગે
છે, કેમ ?

હા, મોતી બેન ઝટ કરો.
મારે ચોરને પકડવા જવું છે.
હા, ભાઇ હા, તો તો કાંઇ
ના પડાય ?

ચાલ ઘોડા ચાલ, દોડો દોડો.
એ બાજુ બાજુ, કોરે ખસો
કોરે ખસો.
ઘોડો આવે છે, ઘોડો
આવે છે.
તબડાક તબડાક તબડાક.

## વીસામો દમો

---

કાકા રે મેં કૌતક દીઠું;
સૂકે લાકડે જઈ બેઠું;
ચાંચ છે પણ ચણતું નથી,
એ જનાવર મરતું નથી.

—એ શું !

---

જાનમાં જોઇએ, ને
સુરજમાં સોઇએ.
બે મળીને એક નામ,
કહો પંડયાજી કયું ગામ ?



અરૂપરૂં થાય,
એક રૂએ ને બીજું મંગળ ગાય.
—એ શું ?

પગલું ૨૬મું

---

આજે હું શાકપીઠમાં
ગયો હતો.
શાકપીઠમાં ઘણાં શાક
વેચાતાં હતાં.
એક જણ કાળાં કાળાં
રીંગણાં વેચતો હતો.

એક જણ લાંબી લાંબી
મોગરી વેચતો હતો.
બટાટાં અને કુબીના મોટા
ઢગલા હતા.
સુરણની ગાંઠોનો તો મોટો
ડુંગરો હતો.
એક દુકાને તાંદળજાની
ભાજી હતી.
તે તાજી હતી.
મેથીની ભાજી વાસી હતી.
સરગવાની શીંગો કોઈ કોઇ
દુકાને દેખાતી હતી.

આજે આલુ ક્રેથમીર મળતાં
જ ન હતાં.
પપૈયાં ને બોર ઘણાં સોંઘાં
હતાં.
પણ દાડમ ઘણાં જ મોંઘાં
હતાં.
કાછીયાઓ ધાંટા પાડીને
શાક વેચતા હતા.
શાકપીઠમાં ઘોંઘાટ બહુ જ
થતો હતો.
માણસો ભેગાં ગાયો ને
બકરાં પણ ફરતાં હતાં.

## વીઆમો ૧૦મો

---

અમે હિન્દી, હિન્દી, હિન્દી,
છે હિન્દ અમારો દેશ.

---

જય જય ગરવી ગુજરાત,
જય જય ગરવી ગુજરાત.

---

ગુણવંતી ગુજરાત,
અમારી ગુણવંતી ગુજરાત.
નમીયે નમીયે માત,
અમારી ગુણવંતી ગુજરાત.

પગલું ૨૭મું

---

તમે સિંહ જોયો છે ?
હા, મેં સિંહ જોયો છે.
ક્યાં જોયો છે ?
ભાવનગરના બાગમાં.

તે કેવડો હોય છે ?
મોટા વાછડા જેવડો.
અને રંગે કેવો હોય છે ?
રંગે ઉંટ જેવો હોય છે.
સિંહની ડોકે લાંબા લાંબા
વાળ હોય છે.
તેને કેશવાળી કહે છે.
સિંહની કેડ પાતળી હોય છે.
સિંહ હાથીને પણ પહોંચી
જાય.
સિંહ વનનો રાજા કહેવાય છે.
તેનો ઠાઠ રાજા જેવો હોય છે.

સિંહ શું ખાતો હશે?
ભુખ લાગે એટલે
જનાવરનો શિકાર
કરે છે.
માણસને નહિ ખાતો
હોય?
હાથ આવે તો માણસને
ય ન છોડે.
ત્યારે તમને કેમ ન
ખાઈ ગયો?
એ તો પાંજરામાં હતો.
એ ઘાસ ખાય કે નહિ?
સિંહ તે ઘાસ ખાય?

પગહું ૨૮મું

---

ભાઇ, ઘોધામાં તેલ પુરાવી
આવ્યો કે ?
હા બા, ઘોધામાં તેલ પુરાવી
આવ્યો.

કોણે કોણે પુર્યું ?

જમના માશીએ તેલ પુર્યું:

ને વિજુ માશીએ તેલ પુર્યું-

વજી ફોઇએ તેલ પુર્યું ?

અરે એમનું નામ તો ભુલી
    ગયો.

એમણે પણ તેલ પુર્યું હતું.

તમે ઘોઘાનું ગીત બોલતા
    હતા કે ?

હા, હા, અમે બધાય ઘોઘાનું
    ગીત બોલતા હતા.

તને એ ગીત આવડે છે?

કેમ ન આવડે? બોલી જાઉં?

હા, બોલી જા જોઇએ, કેવુંક
આવડે છે?

ઠીક હું બોલું છું. કાન
દઇને સાંભળજે.

ઘોઘા ઘોઘા ઘોઘ સલામ,
નાથીબાઇના વીર સલામ.
પહેરે પટોળાં ઓઢે ચીર,
ગોદડીયાની ગોળી વાગી,
જાય ગોદડીયો નાઠો.

ઘુઘરીનો ઘમકાર,
ટોકરીનો ટમકાર,
આગલો બંદુકદાર,
પાછલો ચોકીદાર,
તેલ દે,
ધુપ દે,
બાવાને બદામ દે,
તેરા બેટા જીવતા રહે.

અલ્યા આવડે છે તો ખરૂં.

ન કેમ આવડે?

ઠીક ઠીક, પણ
'આજ દીવાળી કાલ દીવાળી'
બોલતાં આવડે છે?

એમાં તે શું આવડતું હતું.
લેને બોલી બતાવું.

આજ દીવાળી, કાલ દીવાળી,
ગામનાં છોકરાં ખાય સુંવાળી.
મેઘ મેઘ રાજા,
દીવાળીના બાજરા તાજા.

વાહ, તને તો બધુંય
આવડતું દેખાય છે.
ત્યારે એમ! મને તે ન
આવડે એમ હોય!
આવ, આવ, તને એક
બચી લઉં.

## વીસામો ૧૧ મો

---

રામ લક્ષ્મણ

ભરત શત્રુઘ્ન

રામ લક્ષ્મણ જાનકી,

જે બોલો હનુમાનકી.

---

યુધિષ્ઠિર ભીમ

અર્જુન સહદેવ

નકુળ

પાંચ પાંડવ ને સો કૌરવ

પગલું ૨૯મું

---

બેન, હું તમને એક ઉખાણું
નાખું ?
હા ભાઇ, નાખોને.
વારુ, ત્યારે લંકાના દોરા
લાવી આપો.

ઓ હો ! આ તો સહેલું છે;
    સાંભળો —

વેલ છે વાંકડી, બળદ છે ગેરા,
જાશું લંકાએ ને લાવશું હીરા.

ત્યારે હવે બીજું નાખું ?
હા, નાખો.
ભગવાનના હાથમાં કુંચી
    લાવી આપો.
ભાઇ, આ તો અઘરૂં
    ઉખાણું છે.
મને નથી આવડતું. તમે જ
    કહો તો.

ઠીક ત્યારે હું કહું.

એક કોઠામાં બત્રીસ કોઠા,
તેમાં રમે નાના મોટા.

નાને મોટે નાખી ગોળી,
ભાગી રે હરણુંની ટોળી.

હરણ ખાય હેરા ફેરા,
ભાંગ્યાં રે દલ્લીનાં ડેરાં.

દલ્લી ઉપર આણુપાણુ,
ભાંગી રે લોહાની આણુ.

આણુ ઉપર મોતી,
બીબી જાય રોતી.

બીબીના હાથમાં ધોકો,
ફોડ્યો મીયાંનો હોકો.

હોકો બોલે રામ રામ,
ત્યાંથી આવ્યા વીરમગામ.

વીરમગામના આરા તારા,
ત્યાં દીઠા સોનાના ભારા.

ભારા ઉપરાઉપર કરી,
સો સો તરવાર પાથરી.

એક તરવાર ઉંચી, ને
ભગવાનના હાથમાં કુંચી.

ભાઇ, હવે મારો વારો.
હું તમને એક વરત નાખું.
બોલો, લંકાનો લોટ લાવી
આપો.

અરે રામ ! આમાં તે શું
નાખ્યું ?

રાતાં બગલાં રણે ચડયાં,
પાણી દેખી પાછાં વળ્યાં.

એક બગલાનો ભાંગ્યો હોઠ,
લાવ્યા રે લંકાનો લોટ.

બરાબર છે. પણ હવે તો
મને ઉંઘ આવે છે.

હવે કાલે બીજાં ઉખાણાં
નાખીશું.

ઠીક બેન, ચાલો ત્યારે
આપણે ઉંઘી જઇએ.

## વીસામો ૧૨મો

---

| | |
|---|---|
| સા | સા |
| રે | ની |
| ગ | ધ |
| મ | પ |
| પ | મ |
| ધ | ગ |
| ની | રે |
| સા | સા |

દાડા દાડા દાડા દાડા
દાડા દાદિડ દાદિડ દાડા

---

ધા ધા ધિન્ તા
કિટ ધા ધિન્ તા
કિટ તક ગદિ ગન

પગલું ૩૦મું

---

ચાલો છોકરાઓ આપણે રમત રમીયે.

શેની રમત રમીશું ?

છોકરા રે હો રે, ની.

કોણ રમાડશે ?

હું રમાડીશ.

હેઈ, ત્યારે તો બહુ મજા
પડશે.

ઉભા રહો, એક બે કુદકા
મારી લઉં.

ચાલો મારી સામે સૌ ઉભા
રહો.

હવે હું બોલું છું.

છોકરા રે.

હો રે.
વોરો આવ્યો.
શું શું લાવ્યો ?
ડાબલી લાવ્યો,
ડુબલી લાવ્યો.
પાન સોપારી,
પાનનાં બીડાં,
ભગરી ભેંસ,
ભુરીયો પાડો.
જેનાં ભાઇ બાપ વાલાં
હોય તે પેલા ઝાડને

અડી આવે.
ભાઇ, હું પહેલો અડી
આવ્યો.
ભાઇ, હું બીજો છું.
અને ભાઇ, હું ત્રીજો છું,
હો કે.
હા બરાબર. ચાલો હવે
ફરી વાર.
છોકરા રે.
હો રે.
વારો આવ્યો.
શું શું લાવ્યો ?

ડાબલી લાવ્યો,
ડુબલી લાવ્યો.
પાન સોપારી,
પાનનાં બીડાં.
ભગરી ભેંસ,
ભુરીયો પાડો.
જેનાં ભાઇ બાપ વાલાં
હોય તે પેલા થાંભલાને
અડી આવે.

ભાઇ, અમે સૌ અડી આવ્યાં.
ઠીક, ત્યારે હવે કાલે રમીશું.
બહુ સારૂં, કાલે વાત.

## પગલું ૩૨મું

બેન, ઘર ઘર રમશું ?
હા બેન ચાલો રમીયે.
આ ખુણામાં આપણું ઘર.
આ ખાટલો છે તે આપણી
ભીંત.
લે હવે મારો ચુલો લઇ
આવું.
મેં પણ રમકડાં બનાવ્યાં છે
તે લાવું છું.

આ આપણો થાળી વાટકો.
આ તપેલી ને આ કડછી.
હવે શું બાકી રહ્યું ?
ઘંટી રહી.
હા, અને પાણીનું બેડું રહ્યું.
એ તો હું હમણાં બનાવી
દઉં છું.
તું એ કરે ત્યાં હું મારી
ઢીંગલી લઇ આવું ?
હા બેન, જા જા. ઢીંગલી
વિના ઘર ઘર રમાય ?
હવે કંઇ રહ્યું ?

ખરૂં છે તે તો રહી ગયું.
શું વળી ?
ખાવાનું.
અલ્યા હા. બેન, ખોટું
ખોટું ખાવાનું કરીશું
કે સાચું સાચું ?
આજ તો ખોટું ખોટું જ
કરીયે.
કાલ મારી બા ભાગ દેશે તો
રાખી મુકીશ.
હું પણ રાખી મુકીશ.

## પગલું ઉત્તરમું

---

બા, બા, આજે પેલી
છોકરીઓ કેમ આવી
હતી ?

એ તો 'અહલી પહલી'
માગવા આવી હતી.

એટલે ?

હવે હોળીના દિવસો આવ્યા.
હોળી આવે એટલે છોકરાંઓ
અહલી પંહલી માંગે.

બા, એ બધાં શું બોલતાં
હતાં ?
એ ગીત બોલતાં હતાં.
તને એ ગીત આવડે છે ?
હા, મને એ ગીત આવડે
છે.
હું તારા જેવડી નાની હતી
ત્યારે 'અહલી પહલી'
માગવા જતી.
મને એ ગીત ગાઇ
સંભળાવને.
મને એ બહુ ગમે છે.

લે સાંભળ, ગાઉં છું.

અહલી દેજો.
પહલી દેજો.
મોટા ઘરનું માણું દેજો.
નાના ઘરની પાલી દેજો.
પાલીમાંથી પવાલું દેજો.
પવાલામાંથી ખોબો દેજો.
ખોબામાંથી મુઠી દેજો.
મુઠીમાંથી ચપટી દેજો.
દેશે એને પાવડીયો પુતર
આપશે.

નહિ તે એને બાફુરો જમાઇ
આપશે.
આ ઘેર રાશ,
આ ઘેર રાશ.
ઘરની ધણીયાણી તાણે છાશ.
આ ઘેર ઉંબર,
આ ઘેર ઉંબર.
ઘરની ધણીયાણી
રાંધે ઠુંબર.
આ ઘેર ઓટલો,
આ ઘેર ઓટલો.
ઘરની ધણીયાણી જમે રોટલો.

છાશીયા રે થઉં,
બાઇ છાશીયા રે થઉં,
આ ઘેર દો તો પેલે ઘેર જાઉં.

---

ગીત તો બહુ મજાનું છે બા.
પણ બા, તમે એને દાણા
દીધા તેનું એ શું
કરશે !
એનાં એ બધાં ખજુર
દાળીયા લેશે.
પછી ?
પછી સૌ ભેગાં બેસીને ખાશે.

મોહનદાસ કરમચંદ ગાંધી
મહમદઅલી
શૌકતઅલી
લાલા લજપતરાય
દેશબંધુ દાસ
અરવિંદ ઘોષ
સરોજિની નાઇડુ
રવીન્દ્રનાથ ઠાકુર
પંડિત મોતીલાલજી
પંડિત મદનમોહન માલવીય
હકીમ સાહેબ અજમલખાન

## પગલું ઉઉમું

---

ડોશીમા, એક વારતા કહેશો?
હા, મારી કને બેસો.
માજી, મોટી વારતા કહેજો,
 હો કે.
ભલે, મોટી વારતા કહીશ.
સાંભળો.

એક હતો અગ.
એને લાંબા લાંબા પગ.
પછી ?
પછી આવ્યું પછવાડું
ને આડી આવી ભીંત.
આટલી તે હોય ? આ તો
સાવ નાની છે.
ઠીક ઠીક, સાંભળો.
બોલશોમા કોઇ.
વારતા રે વારતા,
ભાભો ઢોર ચારતા,

મુઠી બોર લાવતા,
છોકરાં સમજાવતા.

થયાં સૌ રાજી ?

બસ, આટલામાં વારતા પૂરી
થઇ ?

હાસ્તો.

ના ભા, આટલી વારતા ન
ચાલે. અમને તો આથીય
મોટી વારતા ગમે.

વારૂ, ત્યારે સાંભળો. હવે
મોટી વારતા કહું છું.

કેહાણી કહું કૈયાં,
સાંભળ મારાં છૈયાં.

છૈયે માંડયું હાટ,
ત્યાંથી નીકળ્યો ભાટ.

ભાટ ખોદાવે કુઈ,
ત્યાંથી નીકળ્યો સુઇ.

સુઇ સંચારે દોરો,
ત્યાંથી નીકળ્યો વોરો.

વોરો ખાય દાળીયા,
કાઢે એટલા કાળીયા.

કાળીયા મેં વાડે
નાખ્યા.
વાડે મને વેલો આપ્યો.
વેલો મેં ગાયને નાખ્યો.

ગાયે મને દુધ આપ્યું.
દુધ મેં મોરને પાયું.
મોરે મને પીંછી આપી.
પીંછી મેં પાદશાહને
આપી.
પાદશાહે મને ઘોડો
આપ્યો.
ઘોડો મેં બાવળીયે
બાંધ્યો.

બાવળે મને શૂળ
આપી.
શૂળ મેં ટીંબે ખોસી.
ટીંબે મને માટી આપી.
માટી મેં કુંભારને
આપી.
કુંભારે મને ઘડુલો
આપ્યો.
ઘડુલો મેં માળીને
આપ્યો.
માળીએ મને ફૂલ
આપ્યાં.

ફૂલ મેં મહાદેવને
ચડાવ્યાં.
મહાદેવે મને લાડવા
આપ્યા.
એક મેં ખાધો,
એક બાએ ખાધો,
એક બાપાએ ખાધો.
ને એક મોટા ભાઇને
માટે રાખ્યો.
કાળીયો કુતરો
આવ્યો ને
મોટા ભાઇનો ભાગ
ખાઇ ગયો.

---

આંબે આવ્યાં મોર ને
વારતા કહેશું પોર.
ગોખલામાં ગોટી ને
વારતા કીધી મોટી.

વીસામો ૧૪મો

માને રોજ પગે લાગજો.
માની સેવા કરજો.

બાપને રોજ પગે લાગજો.
બાપની સેવા કરજો.
ગુરુને પગે લાગજો
ગુરુની સેવા કરજો.
ભગવાનની રોજ પ્રાર્થના
કરજો.
અલ્લાની રોજ બંદગી કરજો.

---

માબાપ રાજી તો પાપ જાય દાઝી,
ગુરુજન રાજી તો વિદ્યા આવે ઝાઝી.

---

